# શ્રી વારાહી સ્તુતી.

બનાવનાર.

**જોશી. હરગોવીંદ જોઇતારામ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર.

| | |
|---|---|
| શા. સંભુલાલ ઉમેદરામ<br>મીસ્ત્રી. હલસુખરામ છગનલાલ.<br>માસ્તર બાબુલાલ જેઠાભાઇ | મુ. અમદાવાદ. |
| માસ્તર શીવશંકર દેવશંકર. | કાળુપર. |

આવૃતી ૧ લી    પ્રત ૧૦૦૦

અમદાવાદ.

ધીકાંટે શેઠ આણંદજી કલ્યાણજીના ગોદામ ઉપર
ધર્મોદય પ્રીન્ટીંગ પ્રેસ
પટેલ માકળચંદ અં[illegible]

श्री

अथ वाराही स्तुती.

# રસીક ગરબાવળી.



(૧)

(નમુ નમુ રે નરહરીલાલ તમપર બલીહારી—એરાહ).

નમું નમું રે વારાહી માત, તમપર બલીહારી.
રૂડો દીસે છે દીપમાળ, તેપર જાઊં વારી. ટેક.
સુંદર શોભાશી બની છે, મંડપની બહુ સારીરે,
દરશન કરવા આવી ઊભો, જોયું મેં ત્યો ન્હાળી. તમપર
સીંહાસનપર બેઠાં સુંદરી, રૂડો મચાવ્યો ઠાઠરે;
હાંડીના તો પાર નથી માંહી, ઝુમર લટકે આઠ. તમપર
માંડવીની બહુ શોભા જોઇને, દીલ અતિ હરખાયરે,
ભડેરી પોળનાં નરનારી સહુ, ગાવા માટે જાય. તમપર
સુંદીર કાચના તખતા જડયા છે, માંહી મીણાકારી કામરે;
પોળમાં પેસતાં મંદીર સામું માતાજીનું ધામ. તમપર
વેરાઇ માતા છો ગુણ જ્ઞાતા, કરો સેવકનાં કામરે,
હરનીશ તારૂં સ્મરણ કરવાથી, પામે વૈકુંઠ ધામ. તમપર

સરવે સજજનો મળીને, વેરાઇના ગુણ ગાયરે,
ભાવ થકી જે ભજે ભવાની, ભવ તણાં દુઃખ જાય. તમપર

( ૨ )

(મને અંબા જોયાના કોડરે મા મંદીર આવો. એરાહ)

આજ ઓછવનો છે દનરે મા રમવાને આવો.
મલ્યા તમારા જનરે, મા લાડ લડાવો,
આ સંસારમાં આશી ભવાની, મોહ્યું મારૂં મનરે મા.
મારકંડ માએ અમર કીધો. જીવીત કીધું ધનરે મા.
સેવતાં કંઇ મા સુખજ પામ્યાં, સફળ કર્યાં જીવનરે મા.
ફુલડીએ મા કટક જમાડ્યું. સહુને પુર્યાં અંનરે મા.
મુઓ મહીપમાએ જીવતો કીધો, લોક પામ્યા દરસનરે મા.
મુગલ પેટમાં કુકડો બોલ્યો ત્યારે જાણ્યું જંનરે. મા.
પાટણ મગણાનો રીપભ મનડાંનો કીધો તંનરે. મા.
મુરખને કંઇ કવીતા કીધી પંડીત જેવા જંનરે. મા.
શક્તી શીરોમણી સર્વેમાં જાણ્યું, વાપી સોવંન સોવંનરે મા.
દાસ તમારો દુરમતી ટાળો, આપી દયો દરશનરે. મા.

( ૩ )

(મનેઅંબાજોયાનીઆડીરે.દરશનદયોદહાડી-એરાહ)

દરશન દયો દહાડી દહાડીરે, વેરાઇ મોરી માડી.
અમદાવાદ ભંડેરી પોળ. ફરકટ વાહન કારીરે. વેરાઇ
શોભાનીરખી રહ્યું મનહરખી, ગોખ ઉપર બસીહારીરે. વેરાઇ

આંગી અનુપમ માંહી ઝળકે, ઓઢી ઓઢણી સારીરે. વેરાઇ
મોટા મુનીવર પાર ન પામે, અકળ કળા છે તારીરે. વેરાઇ
ઊગમણા દરબારમા જોતાં, ભોળી ભવાની ભારીરે. વેરાઇ
માર્યો દૈત્ય ભંડાસુર સરખા, હાથે ત્રીશુળ ધારીરે, વેરાઇ
સેવક કાજ સુધારવા માટે, ધોળાગઢથી પધારીરે. વેરાઇ
જે જન વેરાઇ માતાને ભજશે, તેને લેશે ભવતારીરે. વેરાઇ
દાસ તમારો કહે કરજોડી, માજીને જોયાં નીહાળીરે. વેરાઇ

( ૪ )

(વારી જાઊ રે લાલા તારા નામને જો ) એ રાહ)

મારી વેરાઇ માંને ભાવે ભજો જો;
દુઃખ વામશે ને થાશે બહુ મજો જો. મારી.
એતો ભગવતી ભવદુઃખ તારણી જો;
ભવોભવ કેશ સંકટની વારણી જો. મારી.
બાળા રૂપને માજીએ કેવું ધર્યું જો;
લાજ રાખી દુઃખ સરવેનું હર્યું જો. મારી.
ગોખે રહી ચડી જુઓ માતાજી ગાજતી જો;
એતો ભંડેરી પોળમાં બીરાજતી જો. મારી.
સહુ જક્ત સેવે માજીને પ્રેમે કરી જો;
નકી જાણો ભવસાગર જાશે તરી જો. મારી.
એતો મ માયા મોટી મદે ભરી જો;
ભંડાસુર દૈત્યને તે ગઇ ચરી જો. મારી.
આદ્ય અનાદ અકળ સ્વરૂપ છે જો;
સરવે દેવતાથી મોટીએ ભૂપ છે જો. મારી.

મારા અંતરમાં રહી એની આશ અતી જો;
હરગોવીંદ તારો દાસ છે અલ્પમતી જો. મારી.

( ૫ )

(નમું નમું રે નરહરીલાલ તમપર બલીહારી)(એરાહ)

ચાલો ચાલો સેવક સહુ સાથ દરશન કરવાને,
માનો મહીમા અપરમપાર ચાચર ફરવાને;
સંવત ઓગણી ચોપન સાલે કારતક સુદી કહેવાયરે,
તીથી તેરસ રવીવારે મંડપ રચના થાય. દરશન
પંચ મળીને બનાવી માંડવી, હરખ અતીશે અપારરે;
જોવા માટે સહુ જન આવે, વૃધ્ધ જોબનને બાળ. દરશન
પહેલી રચના માતની કહું, મા જેની શોભા સારીરે;
ચોતરફ રૂડા સ્થંભ બીરાજે, બારીની રચના સારી. દરશન
દ્વાર સુંદીર ચારે શોભે, વચ્ચે પ્રતીમા સારીરે;
તેના શીરપર ગરબો ભારીરે, શોભા છે રઢીઆળી. દરશન
બે પાસે બે જોત ઝળકે, પીતળ રચના ન્યારીરે;
બાજુબાજુ પરીયો નાચે, લોક જુએ નીહાળી. દરશન
મંડપ ઊપર ચંદની બાંધી, દેખાય છે વીશાળરે;
ત્યાં જઇને જોયું મેં દ્રષ્ટીથી, હાંડી લટકે ચાર. દરશન
કરજોડીને અરજ કરૂં છું, સહાય કરો મંમાયરે;
હરગોવીંદને આશા એવી, વીઘ્ન સહુ દુર થાય. દરશન

( ૬ )

( વારી જાઊં રે લાલાજી તારા નામનેજો. ) એ રાહ

સરવે ધ્યાન ધરો વેરાઇ માતનું જો;

સુખ કરશે. અત્યંત સર્વ જાતનું જો. સરવે
માત ભંડેરી પોળમાં બીરાજતાં જો;
સરવે સેવકને શીર છાજતાં જો. સરવે
ભક્ત આપના હળીમળીને આવીયાજો,
માની પુંજા સામગ્રી સારી લાવીયા જો;
માને મંડળીએ પુષ્પે વધાવીયાં જો,
પછી માંડવી મધ્યે માજી આવીયાં જો. સરવે
બત્રીશા ધુપ માજીને ત્યાં થાય છે જો,
પછે ભક્ત મળી માના ગુણ ગાય છે જો; સરવે
હરગોવીંદની અરજ ઊર ધારીએ જો,
દાવાનળ દુઃખથી એને ઊગારીએ જો. સરવે

( ૭ )

( પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમીરે લોલ ) એ રાહ

જે કોઇ વારાહી માતને આરાધશેરે. લોલ.
તેના પુત્ર પરીવાર જશ વાધશેરે. લોલ. જે
માજી સુખડાં તે આપશે સંસારનાંરે લોલ.
દેવી દુઃખડાં કાપે તે અવતારનાંરે લોલ. જે
માતાવારાહીનાં લોચન સોહામણાંરે લોલ.
માને પુજીએને નીત્ય લઇએ ભામણાંરે. લોલ. જે
માને કોટી સુરજ શશી જળહળેરે લોલ.
માને પુજીએ ત્યાં ધૃતના દીવાબળેરે. લોલ. જે
એવા કુંડડાં વચી તે નવ ખંડમાંરે લોલ.

વેરાઇ જાગતાં તે ચૌદે બ્રમાંડમાંરે. લોલ. જે
માને આરાધે તે સુનીવર દેવતારે. લોલ.
સનચરણ કમળ સહુ સેવતાંરે લોલ. જે
સોલ શણગાર પહેર્યા તે માએ ભાવતારે લોલ.
આવી દેવતા મોતીડે વધાવતારે લોલ. જે
વેરાઇ ગરબે રમવા તે પોતે નીકળ્યાંરે લોલ.
ત્યારે જન્મો જન્મનાં દુઃખ વીસર્યાંરે લોલ. જે
સ્રીપુર સુંદરીને કાળકા ત્યાં આવીયાંરે લોલ.
તેને વેરાઇ માએ પુષ્પથી વધાવીયાંરે લોલ. જે
આવ્યા ચંડીકાને ચોસઠ જોગણીરે. લોલ.
અંબા કં-દુપ કળા તે કેરી ભોગણીરે. લોલ. જે
સહુ વારીહીના ચાચરે આવીયાંરે. લોલ.
ઘણા પુષ્પને મોતીડે વધાવીયાંરે. લોલ. જે
હાથે ફુલદડાને માંડો માંડી રમેરે. લોલ.
ગરબો ગાવા માંડયો તે સૌને ગમેરે. લોલ. જે
ઠમકે વાગે તે ઘુઘરા પાગનારે. લોલ.
છંદ ગાય તે છત્રીસ રાગનારે. લોલ. જે
તાળી પાડે અને અંગ મરડે ઘણુંરે. લોલ.
શોભે આંગણું તે વેરાઇ માતણુંરે. લોલ. જે
કેશર કસ્તુરી બરાસ માને છાંટણાંરે. લોલ.
વેણ ગુંથી અને ગળે ઘરેણાં ઘણાંરે. લોલ. જે
દીવા કીધા તે ઘૃત કપુરનારે. લોલ.
ગરબા ગાવા માંડયા અતીસુરનારે. લોલ. જે

ગરબો જોવા આવ્યા તે મહાદેવજીરે. લોલ.
ગંગા આવ્યાં જોવા તે કાસી તજીરે. લોલ. જે
વીશુ વૈકુંઠ તજીને જોવા આવીયારે. લોલ. જે
સાથે ઇંદ્ર આદિ દેવ લાવીયારે. લોલ. જે
બાર મેઘ આવ્યા તે અમી વર્ષતારે લોલ.
તેને ગાનવી જોવાને ઘણા ઇચ્છતારે. લોલ. જે
ગરબો રમીને મંડપે પધારીયાંરે લોલ.
નવ નવાં નીવેદ માને ધરાવીયાંરે લોલ. જે
રમી જમીને આનંદ ત્યાં થયાં રે લોલ
તેમ દેવી તણા મેહેલે ગયાં રે લોલ. જે
મુજ મનમાં રહી છે. આશા તાહરીરે લોલ.
પુર્ણ કર્યા કહે હરગોવીંદ માહરીરે લોલ. જે

( ૮ )

( વ્યાકુળ થઇ હેરે વ્રીજની નારીયો ) એ રાહ

સુતવીનવે છે ગુણ માતા વેરાઇતણા,
તારા દરશનની છે અતિ મુને આશજો;
રટણ કરૂં હું હરનીશ વેરાઇ માતનું,
દુર કર મારૂં દલ દરને મોહ પાસજો. સુતવીનવે છે
લક્ષ ચોરાસીમાં હું તો આવી પડયો,
સુખ મળે નહીં મુજને આ સંસારજો;
ખસવા ન પામું રે જક્ત જંજાળથી,
રામ નામ તો ભુલી ગયો આ વારજો, સુતવીનવે છે

( ૮ )

મન મારૂં જઇ ચોટયું માના ચર્ણમાં,
છત્ર ધર્યું સારૂં માજીને શીષજો;
ગમ મુજને પડતી નથી માના મુગટતણી,
નમન કરૂં છું આપો મા આશીષજો. સુતવીનવે છે
લાવ ઘણો છે મુજને વેરાઇ માતણો,
લક્ષ લગાડું તેમાં હું તો આજજો;
સેવક સરવે આવીને સેવા કરે,
બાંહ્ય ગ્રહ્યાની રાખો માજી લાજજો. સુતવીનવે છે

( ૯ )

( નમામી મહીસાસુર મર્દની ) એ રાહ

આરાધુ કરજોડી ફીકરજોડી વેરાઇ માતને,
કાપતાપનું રહેમ ધારી ભવસાગર ભવથી હારી;
તનથી ધનથી મનથી સાહાય થા મને. આરાધુ
નત્રી નકૃત્ય મુજના પ્યરંગે, સહાય કરો માતુ મુજઆરંભે
અલ્પમતી નથી ગતી દો અતી સાય થા મુને. આરાધુ

( ૧૦ )

ત્રીલોક રચના સીમાજી તારી છે બલીહારી

જગ કરતા ધરતા તું પારન પામું હું.
તુજ ગુણુનો હું કરૂં વીસ્તાર તુજને સમરીએ વારંવાર;
સરવે લોકની સરજન હાર, વીશ્વસકળની પાલણ હાર ત્રી.

( ૧૧ )

શ્રી જગતપતિ. પ્રભુ આપ સન્મતી.) એ રાહ.

શ્રી વારાહી દેવી, તું આદીશ્વરી.
સ્તુતી માત નીત કરૂં હર્ષ મન ધરી;
અલ્પ બુધીથી હું આરાધું આપ તણો મહીમાય.
મંમાય જો મેહેર કરે તો ગ્રંથ પુરણ થાય. શ્રી.
મુજ રંકને અતી મતી દયો. આપો બુધી આજ;
ભકતોનાં દુઃખ ટાળો માતુ હેતે વેરાઇ શીરતાજ. શ્રી.
ભાવ થકી જે દરશને આવે કરજો તેને સહાય;
સૌ સેવકને શરણ ગ્રહોતો ચીંતા સરવે જાય. શ્રી.
સંવત ઓગણી પાંચ ત્રણના વરષે આસો માસ;
શુભ પક્ષની ત્રીયોદશી રચતાં ઊપજે હુલાસ. શ્રી.
સીંહવાહની માતુ મારી કરજે સહુને સુખ;
માતુ તમને અરજ કરૂંછું હરજો સહુનાં દુઃખ. શ્રી.

( ૧૨ )

(લાજ લીધી ઓ બાપ લાજ લીધી એ રાહ)

મેહેર કીધી વેરાઇ મેહેર કીધી,
ભકત જનને આશીષ બહુ દીધીઓમાત મેહેર કીધી;
અમો ગયા માજીનાં દરસન કરવા.
કરવા શાના એ ધ્યાનજ ધરવા,
માજી રાજી થયાં છે દુઃખ હરવા;
સર્વ દાસોને કરો સહાય. ઓ મંમાય.

માત વારાહી આશીરવાદ દીધાં,
જાણે ભકતોએ અમૃત પીધાં;
પછી સરવેને સુખીયાં કીધાં.
તમે સરવેને થાઓ સાહાય, ઓ મંમાય.
આપ આશરે હસમુખ નામ;
કરે માંડવી કેરૂ શુભ કામ.
પીતા છગનલાલ છે આરામ,
દરશન કરવાને દર રોજ જાય. ઓ મંમાય;

( ૧૩ )

(સરદારબાના ગરબાનો રાહ).

રમે વારાહી રૂમ ઝુમ ગાજે ઘુઘરા ઘન ઘનનન,
ગાજે ઘનનન થાય થનનન; રમે.

સાખી.

શુંદીર શોભા શી બની રતન મંડપની માંહ્ય,
દેવ સરવે આવીયા, આવ્યા શીવજી કેરા તનરે;
અંબીકા ગરબે રમે આજ હેતથી, બેઠાં માતુઓ આવી
ત્યાંયરે. અંબીકા

સાખી.

ઝરર ઝાંઝર ઝમકતાં, માજી ચરણની માંય,
માજી આનંદ અતી ઘણો મરદંગ વાગેરે;
ઝાંઝ ડાક ડમરૂ વાજે, ડમરૂ ગાજે, ભકતને શીર છાજે.

રમે દેવી આજે. રમે ચાચર દેવી જકત જનુની જેરો,
રમે દેવી (૨); રમે.

( ૧૪ )

( શોભીલ્યો છે પુનમચંદ એ રાહ. )

શોભીલ્યો છે પુનમચંદ રજની શોભેરે,
મળવાને મા શું મંન મુજ મન લોભેરે;
પેહેર્યાં પટકુળ અતી ઓપતાંરે લોલ.
અતી ઓપતાંરે લોલ. રૂમ ઝુમ રમે અલબેલડીરે લોલ,

સાખી.

બંસી સુણી સખીઆઉની મોહી સકલ વ્રજનાર,
વૃંદા વનની કુંજમાં ખીલી નંદ કુમાર;
સજ્યા સોળ શણગાર સૈયર આજેરે.
કાંબી અણુવટ વીંટલા સાર કલશાં વાજેરે,
પેહેર્યા હીરા જડીત ઉર હાર કરે ચમકારારે;
માંહ્ય ઝાંઝરનો ઝમકાર દયો ઠમકારારે.
પેહેર્યાં પટકુળ અતી ઓપતાંરે લોલ. રૂમ ઝુમ રમે,

સાખી

કુકુકરતી કોયલડી સુચવે રસ શણગાર,
માજી તુજ દરશાન વીના અંગે ઝરે અંગાર. શોભીલ્યો

( ૧૫ )

ગરબો.

## ધન હીંગરાજ માત.

વસીઆ પાંચ પટી તરગારા વાડમાં,
ધણી અરજ કરૂં કૃપા કરીને આપજો મારી વારમાં ટેક
એ માએ કીધા કુમ કુમ ચાંદલાં.
એ માએ પેહરા છે અમર હારડા, ધન હીંગરાજ મા,
એ માને નાકે વાળી લટકેછે,
એ માનું મુખ દેખી પાપ ફટકે છે. ધન. હીંગરાજ.
એ માને કાને કુંડળ ઝળકે છે,
એ માનાં દરશનથી પાપ ફટકે છે; ધન હીંગરાજ.
એ માનાં હાથે ચુડલો બીરાજે છે.
એ માના શીરપર છત્ર બીરાજે છે, ધન હીંગરાજ.
એ માનાં હાંથે વીટીઆ સારી છે;
એ માના પગમાં ઝાંઝર ભારી છે. ધન હીંગરાજ.
એ માંને હુંસની અસ્વારી છે,
આ માંના કુકડાની બલીહારી છે; ધન હીંગરાજ.
એ માનાં સનમુખ ચાચર બીરાજે છે.
એ માનું દેહરૂ ગગનમાં ગાજે છે, ધન હીંગરાજ.
એ માને છાઆ પીપળાની છાજે છે;
એ માના મંડપમાં મરદંગ વાગે છે. ધન હીંગરાજ
એ માના દાસ દરસને આવે છે,

( ૧૩ )

એ માના ગુણ ગાઇને સો રાચે છે; ધન હીંગરાજ.
એ માના ગુણ તેના દાસ ગાય છે.
એ માના દરસનથી સુખ થાય છે, ધન હીંગરાજ.

( ૧૬ )

## ગીતી.

સહાય કરો મમ માતુ. મ જી દીલમાં હર્ષ ધરી આજે.
આપ તણા ગુણ ગાવા, સેવક છે તુજ સદ્બુધી દીજે,

( ૧૭ )

## ( પુનમ ચાંદની પુરી ખીલી અહીંરે ) એ રાહ.

ચાલો ચાલો સહુ સજનો ટોળે મળીરે,
અતી ખુશાલીના અવસર છે આજ;
હેતે રમીએ આનંદે માજી આગણેરે.

## સાખી.

આપણને સુખ ભક્તીથી, માજી થાશે સહાય,
વીઘ્ન આપણાં હેતથી, દુર કરશે મંમાય.
માતુ તણી મતી માંહી નથી રતીરે;
ભક્તી કરે તેનાં ટાળે સહુ શોક. હેતે.

## સાખી.

દેખાય નહીં દ્રષ્ટીએ કોઇ જંનને કાંઇ દુઃખ,
જેને માતુ સાહાય થાય તેને શાની ભુખ.

આખી પોળમાં સહુને આનંદ થયોરે;
સર્વે સેવકોને દેશો માજી સુખ. હેતે.

## સાખી.

કેસર કસ્તુરી ફુલેલ લઇ, સર્વે પુજને જાય,
પુજે પુરા પ્રેમથી. પ્રસન માજી તેને થાય.
સવાયા વ્હાલા ભકતો સર્વે હેતેથીરે;
થાળ ધરાવે છે માજીને હરરોજ. હેતે.

## ( ૧૮ )

(તરૂણુ વયમાં દીસો છો સકોમળ કેવા) એ રાહ.

આજ આનંદ આનંદ અપાર થયો,
માત વારાહી સેવક તમારો નાચી રહ્યો.
નમીને અરજ કરે માજી જો ઉર ધરે;
જય..... જય......જય......જય... આજ.
પ્રસન થાઓને દાસ તણાં દુઃખ હરો,
સહુ પાપ પરે માજી દયા દીલ ધરો.
સેવકને સહાય કરો. વીનતી શ્રવણુ ધરો.
જય......જય......જય......જય... આજ.

## ( ૧૯ )

( વીરા વેસ્યાના યારી ) એ રાહ.

માજી અરજી અમારી, દીલમાં ધારી, સેવકને સંભાર;
અમોઆવ્યા આચારી,સરણુ તમારી,દુઃખ નીવારી. સેવકને

મૃગ વાહની સંકટ અમારાં સેવકનાં કર દુર,
પાંચ તારા ભક્ત મળી આપને ચાહે ઉર;
કરો વાહાર અમારી. પુત્ર વીચારી. દુઃખ નીવારી. સેવક.
ભક્તોના ઉપર સહાય તમારી દયા લાવો દીલમાંય,
આપને દરશન સહુજન આવે દાસને થાઓ સહાય;
શોભે નથની સારી. સુખજ કારી. મોતીની વાળી. સેવક.
આસો માસ સહુ ભક્ત મળીને ગુણ તમારા ગાય,
માતુ તમારા સેવક આજે પ્રેમે લાગે પાય;
જાહએ તમ પરવારી, લાજ વધારી, દુઃખ નીવારી. સેવક.
અમો સરવે મળીને માગીએ એટલું મહેર કરો મંમાય,
દુઃખ હરાને સુખ કરો માતુ સેવકને થાઓ સહાય;
આવ્યા મારે તમારી, ઉરમાં ધારી, દુઃખ નીવારી. સેવકન

( ૨૦ )

( મામાએ ક્રોધજ કીધો ) એ રાહ.

વારાહી જ્યાલજ કીધા, ઉપકાર અપરમીત દીધા,
ગમાર હું અપાર સુજમતી અતી નાદાર અરે આવાર;
પરમ સુખ દીધાં વારાહી.

ભક્ત જનુની માત તુમને તારો એક આધાર,
અમો સર્વે મળી વીનવીએ કૃપા કરો આ વાર;
આકાળ લેજે સંભાળ ફીકર મુજ ટાળ,
અમૃત તરસ પીધાં વારાહી.
મંડપ રચના શી કહું પ્રેમે પુજે નરેશ,

આભુષણ સહુ શોભતાં માજી બેઠાં બાળેવેશ.
સજ્યાં આવાર, સોળ શણુગાર, કરો સુભ સાગ;
દુ:ખ હરી લીધાં                    વારાહી.

( ૨૧ )

ગરબો.

ધન વેરાઇમા, આદી અંતર અવની માતુનો એક છે;
જાગ જાણીતી, અચળ અનુપમ માતા તારી મેહેર છે;
તારૂ દહેરૂ પાડા પોળ પાસે,
જેની ભક્તા થકી દુખ સૌ નાસે.          ધન વેરાઇમાં.
આગળ ગણપતી બીરાજે છે,
બીજા નારસીંગ વીર છાજે છે;
જોડકે હુનમંત વીર ગાજે છે.          ધન વેરાઇમાં.
પાસે માહાદેવની જળાધારી,
સામે પોઠીઆની શોભા ભારી;
તીજા પારેવતી ઉપમાં ન્યારી.          ધન વેરાઇમાં.
નીચે વેરાઇઆંની સોભા સારી,
બીજા બહુચરમાં પર જાઉ વારી;
ત્રીજા તાતરા માંની બલીહારી.          ધન વેરાઇમાં.
તેમના વસ્ત્ર આભુશણ અતી ભારી,
જેનો જોડો ન મલે દુનીઆ માંહા;
એનું વર્ણન અતીસે થાઅ નહી.          ધન વેરાઇમાં.
તેમનાં ચાચરમાં ઝાડવી બહુ સારી,
એના ચાર થાંભળાને એક પુતળી ભારી;

વચમાં ગરબો લેછે હાથે તાલી. ધન વેરાઇમાં
ગણી માડવીની રચના છે સારી,
ચાલીસ જાડને એક મોર ભારી;
વચમાં કુવારાનો બોલ ભારી. ધન વેરાઇ.
એવી રચના રચી છે બહુ ન્યારી,
એક ફાનસને હાંડીઓ સારી;
તમારા નામ પરથી જાઉ બલીહારી. ધન વેરાઇ.

( ૨૨ )

મેહેતાજીરે શું મહી મુલ બતાવું એ રાહ.

દયાળુરે. વેરાઇ અરજ દીલ ધારો, વીનતી આપ વીચારો.
માયાળુરે. મોહ ઘણો છે મારો. સદ્ બુધીનો આપો વધારો.

ઝુલ.

સુણ પાવાગઢની રાણીરે, વંદુ દીલમાં હર્ષને આણીરે,
માજી ભકતી ન આપની જાણીરે;
કલ્યાણીરેસહાય કરવા વીચારો,માજી તારે કાંઉનારો.દયાળુ

ઝુલ.

કળયુગમાં દીસો માજીરે, રાખો સહુને રાજી રાજીરે,
આપ રહ્યા જગતમાં ગાજીરે;
સુખ આપોરે, દુખ તમો સહુ કાપો, હેતપૂત્ર ગણી મને થાપો.

ઝુલ.

અમો આવ્યા આપના પારેરે, ચડો માજી સર્વેની વારેરે,

તુજ વીણુ માત કોણુ તારેરે;
દીએ પુલરે, આપ તણા હોદયાથી, લીયો ક્ષમા પાવાગઢવાળી.

( ૨૩ )

( ક્ષત્રી કસંક )

અમો આવ્યા માજી કેરા ધામ વિનંતી ઉરમાંહી ધરીરે,
ભક્ત કેરાં કરો શુભ માજી કામ; વીનંતી.
માતુ આપ તણા ગુણુ સહુ ગાય. વીનંતી.
સહુ સેવકને કરો તમે સહાય, વીનંતી.
તારૂં મુખ દેખી મન હરખાય; વીનંતી.
પાછા જવાનુ ન મન જરી થાય. વીનંતી.
અમો અરજ કરીએ સહુ આજ, વીનંતી.
કરો સેવક તણાં શુભ કાજ; વીનંતી.
દયા કરી તમો કરો મને મેહેર. વીનંતી.
સર્વે સેવકોને કરો લીલા લેહેર, વીનંતી.

( ૨૪ )

( આશાગોડી )

સાહાયથજો જકતજનુની, સંકટસમેસાહાયથજોજકતજનુની.
દુ:ખ અમારાં દુર કરોજો, થાય અમોને સુખ શાતા; સંકટ.
માતુ તમો સંકટ ટાળક, સેવકને સુખ દાતા. સંકટ.
માજી આપના આશરે આજે, દાસ સહુ સુખી થાતા, સંકટ.
કીંકર તારા સહુ જનોને. સુખી કરો જગ જનેતા; સંકટ.
માફ કરો અમ ગુના માતુશ્રી, રહીએ સદા ગુણુ ગાતા. સંકટ.

( ૨૫ )

( રઘુપતી રામ રૂદેમાં રેહેજોરે—એ રાહ ).

નમું જુગત અંબા રૂદ્રની રાણીરે,
જવાળામુખી પ્રગટ જુગ જાણી; નમું.
હું છું બાળ અબળ કર સાઓરે.
દુઃખ વૃંદ તમામ ન સાવેરે,
પડું માય પ્રસન દેવી થાઓ; નમું.
ભવ સાગર છે ભયકારીરે.
ચાહું હાકવા હોડી મારીરે,
દેજો સદ્દગુણ આ સુખહારી; નમું.
જેના હાથમાં તન મન દેવુંરે.
સદાકાળ સંગ જેની રેહેવુંરે,
તે મુકીને આજે શીદ જાવું; નમું.
માટે આ મુજ અરજી સ્વીકારીરે.
ત્રીપુરેશ્વરી લેજો ઊગારીરે,
મુને કરજો સાહ્યતા સારી; • નમું.

( ૨૬ )

(થયા છોરે પતી તેજ પ્યારી તનનાં ઊર હસી વરી આજે. એ રાહ ).

ગુણ ગાઓરે મા વેરાઇ તણા ઊર આનંદ ધરીઆજે,
ભાવ થકી જો ભજો ભવાની ભવની ભાવટ જાય;

દુઃખ ટળસે, સુખ મળશે, કૃપા કરશે, વીઘ્ન હરશે.
એમ સ્મરણ કર્યાથી સહુ સુધરસો સફળ થશે કાજે. ગુણ.
સર્વે વ્યાપક છો જકત જનુની કરો સકતની વાર;
ભજો ભાવે, કષ્ટ જાવે. માજી આવે, સુખી થાવે.
કરે સેવા જો તન મન ધનથી અધીક પ્રેમ છાજે, ગુણ.

( ૨૭ )

( દરમાં તું દીલ સાથ છોકરા. એ રાહ. )

રાખો મારી લાજ માત તમે રાખો મારી લાજ,
કરજોડી કહું છું આજ; માત તમે.
દાસ તમારો, કષ્ટ નીવારો.
જનુની જુવો જરા રંકના સામું, આનંદ ઉરે જો દરશન પામું.
સામું જોતાં સહુ સંકટ વામું, જેથી હું પુરણ પ્રભાવ પામું;
(દાસ તમારો જાણો માજી, દરશન કરીને થાઊં હું રાજી).
સદા થયો સુખનો સાજ, માત તમે.

( ૨૮ )

શુહરે થયુ બેન શુરે થઓ એ રાહ.

આવો બેની તમે આવો બેની,
આજ મારી હીંગરાજ હરખે રમે;
હરખે રમે, આનંદ રમે, આજ મારી હીંગરાજ
સોમવારે, શી શોભા બની છે,
સોલે શણગાર, માને અંગ રહે; આજમારીહીંગરાજ.
મંગળવારે, માજી છે ઊમંગમાં.

સાચર આવીને, ગરબે રમે, આજમારીહીંગરાજ.
બુધવારે મા, ગાગરે રમે છે;
ગાગરે રમે મા, સૌને ગમે. આજમારીહીંગરાજ.
ગુરૂવારે મા, રાસે રમે છે,
રાસે રમે, ને અમને ગમે; આજમારીહીંગરાજ.
શુકરવારે, માજી ભાવ ધરીને.
લોકો રમે, તે માંને ગમે, આજમારીહીંગરાજ.
સનીવારે, માને સૌઊ સેવે છે;
સૌ સેવે તો, માને ગમે. આજમારીહીંગરાજ.
આદીત વારે, મા બેઠા ઊમંગમાં,
બેઠા સેવકના; દુખડા હરે; આજમારીહિંગરાજ.

( ૨૯ )

## ( ગોપીચંદ લટકા જોગી હોજારે એ રાહ )

મમ માત કૃપાળુ. નજર કરો નીજ સેવક સામી આ સમે;
દાસ તમારો હું છું ઊગારો દુ:ખથી તારો આજ;
બાંહ્ય ગ્રહો આ વખતે આવી, રાખો મારી લાજરે, મમ.
થઇ દીન રહું આધીન તારે માત વધારો માન,
પગ વીનાનો પાંગળો જેવો તેવો હું અજ્ઞાનરે; મમ.
ભરૂસો મારે ભવાની તારો અમર આશા ઊરમાંય.
વારે ધાઓ વારાહી માતા વસો રદયની માંયરે, મમ.
જીવ્યાએ રેહેજો દરશન દેજો ગુણ ગાઊં અનેક;
છો ગુણ ધામી. કહું શીશ નામી રાખો દાસની ટેકરે. મમ.

( ૩૦ )

( શું આ નટવર વસંત. એ રાહ. )

શું વીનવું શૃંગાર માત અંબીકા તણો,
અંબીકા તણો, મુખેથી માજીને ભણો; શું.

સાખી.

કીધી શું શોભતી કુંકુંમ કેસર ભાલ,
આછી જરીની ચુંદડી મોતી પ્રોએલ બાલ;
બાજાને બાંહ્યે બાજુ બંધ અતિ ઓપતાં.
ઘુઘરનો ઘમ ઘમાટ ગાજતો ઘણો,
ગાજતો ઘણો માજી સહુ દુઃખને હણો; શું.

સાખી.

મોતમ નાકે નથ, ધરી જાણે ચતુરથી ચંદ,
સીંહસ્વારી સાથ લઇ, ટાળો ભકતનો ફંદ;
સજ્યા સજ્યા તે સોળ શણગાર માજી મન ભાવતાંરે.
જાણે કરવા સેવકની વાર. સનમુખ આવતાંરે,

સાખી.

અલ્પ મતી હું રંકડું, વીનવું વારંવાર,
સાહાય કરો સહુ દુઃખ હરો. મને તારો આધાર;
આદ્ય શકતીની લગની લાગી મુજ મનમાં.
જેથી આનંદ થાય ઊરમાં ઘણો.
ઊરમાં ઘણો, માજને મુખેથી ભણો, શું.

( ૩૧ )

## એવી વેરાઇ માની પુનમો આનંદનીરે.

લોકો દેસ દેસથી આવે, દરસન કાજ;
માની માડવીની શોભા આજે શી બનીરે.

### સાખી.

ભંડેરિ પોળમાં પેસતાં કાયતવાડ કહેવાય,
વચમાં એક દેરૂ છે, વેરાઇ માનું સાર;
સાંમી માડવીની. રચના રચી ઘણીરે,
શોભે આગળ પાછળ પુતરીયો ચાર. માની

### સાખી.

મંડપમાં રચના શી બની માજીના દરબાર,
બેઠાં આજે હરખથી, સજી સોળ શણગાર;
માની માંડવીમાં ચાર દીવીઓ સહીરે,
ત્યાં પુતળીઓ, ગરબા લેઇને ગાય. માની

### સાખી.

માતાજીની માંડવી શું દેખાય અદ્દભુત,
પુતરીયો શું હસી રહી હાર ચડાવવા જાય;
મારી વેરાઇ મા આગળ રચના રચી ઘણીરે,
માજી સૌ ભકતોપર અમીની નજરો થાય, માની

### સાખી.

બહુચરમા હસી રહ્યા, તોતરામા તેની પાસ,
વેરાઇ મા જાણજો, ગરીબ હું તારો દાસ;

માજી મહેર કરીને. સૌ દુનીયાને તારજોરે,
ભુલુ નહી તમારૂં નામ ઘડી પણ એક. માની

( ૩૨ )

ચાલો સૌ આજે મળી, માજીને વધાવો,
માજીને વધાવો હેતે ફુલડે વધાવો, ટેક મારો;
તનમન ધનથકીપાએ સૌ લાગે,કુમકુમ કળશકેશરથકીભરીયા
નમન કરે છે જગ સુખી સહુ કરીઆ, ચાલો સહુ.

( ૩૩ )

(શીદ કલ્પા વેસતાવે, હું છું રંક જરી જુઓ )એરાહ

ઊરે આનંદને વધારી, સેવો સારી રીતે અંબા દેવીરે,
જાપ જપો જપમાલ ગ્રહી હાથ શહાય કરે જગમાય;
પ્રીતથી. હીતથી. ચીતથી. રીતથી રાખો રહ્દયનીમાંય. ઊરે
ગુણ તારો છે ન્યારા ગણનારા બહુ ન્યારા સેવકને સદાય;
નહીં ખામી. ગુણ ગ્રામી શીરનામી રહું ચરણાનીમાંય. ઊરે

( ૩૪ )

(આશી વાત હાડા કેરી નારી ઠરી વ્યભીચારી)એરાહ

લાણુ જુગમાં જાણો જુક્ત અંબા છે સાચીરે,
વાહ ક્યાં કળી શકે અલ્પ મતી મુજ કાચીરે;
ડીગ મુઢ બન્યો જોઇ મુખ માનું રઢીયાળુંરે,
જાણે નેત્ર થઇ જાય બંધ ક્યાંથી પછે ભાળુંરે.
દરસનની અંતર અભીલાષ અતી રહી વ્યાપીરે

વરદાયની દેવરદાન કષ્ટ સહુ કાપીરે;
લાગી લગતી ને લલચાયું મન ભવાનીને ભજવારે,
લવલેશ ન પામું કલેશ એવા ગુણ સજવારે.
જો ગુણ ગાય કોઇ જન જનુનીના ભાવેરે,
ઇશ્વરી કરે આનંદ ન સંકટ આવેરે;
આવીને આજ કૃષ્ણ સંસારરે,
રાખો બાંહ્ય ગ્રહીને લાજ કરો ઝટવારરે.
મને આશરો તારો એક ઊગારવાનો આરોરે,
નામ ઊભી લીટીએ વંચાય દાસ જાણ તારોરે;

( ૩૫ )

( પુનમ ચાંદની પુરી ખીલી અહીંરે ) એ રાહ.

માના મંડપની રચનાયો છે ઘણીરે,
જેમાં કારીગરે કીધા રંગ હુલાસ;
પ્રેમે પ્રતીમા પધરાવી માજી તણીરે,

સાખી.

કારતક સુધી તેરસે મળ્યું મુરત નીરધાર,
વરસ ચોપનની સાલમાં સુધ્ધ ઠર્યો રવીવાર;
ઊત્કંઠા ધરી અંગ ગાય છે રે,
પદ કમળની પુજા ધરી શીષ, પ્રેમે

સાખી.

જગહુગ જોત ઝળકી રહી તેજ તણો અંબાર,
મેરાઓ મન માનતી અતી કર્યો ઉજાસ;
દેવીઓ બીરાજે બે બાજુપર પીતળ તણીરે,
સાથે શોભે સુંદીર પરીયો અપરંપાર. પ્રેમે

સાખી.

રચનાઓ રસીકથી શણગાર્યું ભોવંન,
ઠીક ઠરાવ્યું થાંભલા જોતાં રીઝે મન;
મહીમા વધ્યો જોતાં ઉરમાં આનંદ ઘણોરે,
ભાવે ભજતાં સહુ કરે કલોલ. પ્રેમે

સાખી.

પરીયો સમાન બે પુતળી શીર ધરી ગરબો ગાય,
ફરતાં શેવક સહુ નમે, હરખ કર્યો નવ જાય;
રંગે રમતાં સજ્જનો ફરે આનંદ માંરે,
હરતાં ફરતાં કરતા માજીને પ્રણામ. પ્રેમે
લટકે ઝુમર હાંડીઓ ગોળાનો નહીંપાર,
તકતા અતી રળીયામણા શોભા ઠારોઠાર;
ચાંદી સોના કેરાં ધાર અતી ઓપનારે,
આંગી પુષ્પ તણી આવી ત્યાં અપાર. પ્રેમે

( ૩૬ )

## સખીયો નીજ નીજ એ રાહ.

ચાલો સખીયો વેરાઇ માને ફુલડેથી વધાવીરે,
હરખે ફરીએ હર્ષ ઉછળે આનંદ ઊર;
આવો આનંદનો દીન આજે, રંગ મમચાવીએરે, ચાલો

સાખી.

મંડપ રચના સી બની ઝમક ઝમક ઝુલ થાય,
સુર્ય બીંબ છાઇ રહ્યો માતુની મંગળ ગાય;
ચાપી ચતુર સુઘડ નર નારી દરશન આવતારે,
કંચન ભુવંન શુ શોભીતવણનિતે થાય. આવો આનંદનો

સાખી.

સરદ ઋતુ શોભામણી શોભે સુંદર રાત,
મંદ પવન નીર્મલ અતી, કરે સૌને રળીઆત;
પડીયો પ્રેમ ઝરણથી, પ્રેમ રંગ પટકુળ પાસ છે રે,
પરમ કૃપાળુ દેવી પુરજે મનની આશ. આવો આનંદનો

( ૩૭ )

## ( જપતી પ્રીતમની ] એ રાહ.

નીસ દીન રટણ તમારૂં માત સુરતી મંગળ દેવી,

( ૨૮ )

અંબોડે મણીધર ભગની રક્ષણકર કેવી;
જાણે વક્ષે વીટલ વેલી જેવી, ટેક, નીશદીન

સાખી.

ઘટ ઘટમાં તુજ વાસ છે. ભુતળ મોટુ નામ,
અમર અવીચ જોગણી, આનંદી તુજ ધામ;
સજીવન ઊપવના જશકારી ફરતી છે તેવી. જાણે વૃક્ષે વીટલી

સાખી.

ફટીઅર દયકર વશ કરે, કન્નની ભાંગી ભુખ,
સુખ જોતા સોહામણું, જાય દાવાનળ દુખ;
શરખી સઊપર અમી દ્રસ્ટી સ્થલે સ્થલે હેવી.
જાણે વૃક્ષેવીટલી

( ૩૮ )

પ્રાર્થના.

જગત જુગત પર પરમ બ્રહ્મહર,
બીજધર ગીરધર દયા તુજ પર;
રાખે શીશપર જગત પાલકર.
જનમ જનમ ભર સગરી નગરી પર,
અષ્ટ પહર નીજ રાજ પાટ કર;

( ૨૯ )

અમલ, કમલ, બદન, સદન, મજશ કરણ મદન હરણં.
ગાઓ ગાઓ ગુણી ગુણ વારાહીના,
પરમ પરમ કરમ ધરમ. ભવ ભય ડર નનકે,
જલ સ્થલ અગ્ની પાવસકે. અમલ.

( ૩૯ )

આરતી.

જે વારાહી શકતીમા (૨) નીશ દીન તુજને વંદે (૨)
કરૂં સદા ભક્તી જે વારાહી.
મેહર કરીને માત મંડપમાં રાચ્યાં મા (૨)
સેવક કારણ પોતે (૨) સ્રીષ્ટીમાં ગાજ્યાં. જે.
દુઃખી સુખી જન સરવે તુજ પાયે પડતા મા (૨)
દુઃખ સેવકનાં દેખી (૨) દુસ્મનથી લડતાં. જે.
ચોખડે તુજ નામ શ્રષ્ટીમાં વાપ્યું મા (૨)
ભક્તની સહાય કરો મા (૨) કષ્ટો સંહુ કાપી. જે.
સરવેને કરજો સહાય મેહેર કરી માજી મા (૨)
હરનીશ આરતી કરતાં ઉરમાં અતી રાજી. જે.
વારાહી તારી મંડળી નીત ગુણ ગાશે મા (૨)
જન્મ મરણ ભય ટાળી, સુખીયાં સહુ થાશે. જે.

( ૪૦ )

પુનમ ચાંદનીનો. રાહ.

એવા હીંગરાજ માના, નવ દાહાડા આનંદનારે,
એવા ગુણ ગાઇએ, હીંગરાજ માંના આજ;
જેવા પાપ કર્યાંથી, સોહાંરીએરે. ટેક. એવા હીંગરાજ.

સાખી.

પાચ પટીમાં પેસતા, કટકીઆ વાડ કુહેવાય,
ત્યાં આગળ એક દેહરૂ છે, હીંગરાજ માનું સાર;
ઊત્યમ પ્રકારે રચના રચી ગણીરે. એવા હીંગરાજ.

સાખી.

આગળ કોટ વીશાળ છે, સામું દેરૂ સાર,
ગોખમાં બીરાજ છે, સોભાનો નહી પાર;
માનું ચાચર સુંદર, સોભી રહીયુરે. એવા હીંગરાજ.

સાખી.

ગાદી છે જરીઆનની, વીધ વીધ ભાત અપાર,
પાછળ તકીઆ બીરાજે છે, સુંદીર અપરંમપાર;
માતા હીંગરાજ તે પર, બીરાજી આરે. એવા હીંગરાજ.

## સાખી.

માતાજીએ ઓઢી છે, ચુંદડી નવી નજ ભાત,
કાંને વાળી ઝળકી રહી, સુંદર રત્ન ચડાવ;
એવા સુંદર આભુસણ, અંગે ધર્યાંરે.
એવા હીંગરાજના.

## સાખી.

નાંકે વાળી સોભતી, ચંદ્ર તેજ પ્રકાશ,
કોટે કૌસ્તભ હાર છે, હીરા રત્ન જડાવ;
ચાંલ્લો કપાળે કુંમ કુમનો સોભી રહયોરે.
એવા હીંગરાજ.

## સાખી.

કર કંકણ ચુડી ચમક, સોભાનો નહીં પાર,
વેઢ વીટીઓએ સો, ઝાંઝરનો ઝમકાર;
ઘણા સણગારો સજ્યા છે વીધ વીધ ભાતનારે.
એવા હીંગરાજ.

## સાખી.

માતાજીના ભુવનનું, વરણવતો ન થાય,
ટુંકામાં વર્ણન કરૂં, હું માજી તમારો દાસ;
સૌ હીંગરાજ માંને, નમી નમી પાએ લાગીએરે.
એવા હીંગરાજ.

( ૪૧ )

## ધનાશ્રી.

થોડો નહીં ઉપકાર માજી થોડો નહીં ઉપકાર,
કેડ બેસાડી ફેરવ્યો મુજને;
હેતે વારં વાર. માજી.
પારણામાં સુવાડી ઝુલાવ્યો,
હાલરડાં ગાઇ હજાર.
કોટી કરી ચીટી ચુળીયો દધને,
લીયો વારાણું અપાર. માજી.
સ્મરણ તારૂં વીસરૂં નાહાલી.
જીવીઆ સંસાર. માજી.

